# કડોદ ગામમાં લાગેલી અચાનક—આગ.

રચનાર—રણછોડલાલ એફ. એમ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
મુલચંદ લક્ષમણ શેઠ.



સુરત.
"વિક્ટોરિયા" પ્રેસમાં મગનલાલ ફકીરભાઇએ છાપી

સંવત ૧૯૫૧ સને ૧૮૯૫

કીંમત ૧૨ પઇ.

૫૯૫૨

# સંવત ૧૯૫૧નાં ચૈતર વદ પડવો ને બુધવારે

# કડોદ ગામમાં લાગેલી આગ.

રાગ—બરાનપુરી—ગરબાનો.

સેવું માત સારદા સાર, બળ બુદ્ધિનો આધાર,
નમુ સતિઓને સો વાર, જોડી હસ્ત મા'રા—૧.
ગાવું ગરબો દુઃખ આણી, માતા સુદ્ધ કરો વાણી,
માતા અંબા ને ભવાની, છો સઉ ન્યારા—૨.
કહું ગરબાનો વિસ્તાર, છુટે નેત્રે જળની ધાર,
અગ્નિ લેવા બેઠો બાર, કીધા દુઃખિઆરા—૩.
ચૈતર વદમાં ચિંતા થઇ, બુધને દયા આવી નહીં,
પડવે પ્રિત મુકી દઇ, બેઠાં ગ્રહે કારા—૪.
ગામ કડોદ ઉપર રીશ, કરી આવ્યો અગ્નિદિશ,
ઘરનાં ઉરાડયા છે શીશ, ઉભા ધડ ન્યારા—૫.

સાખી.

કટાર બહુ કારી ફરે, અગ્નિને શું વાર,
બચ્ચાં બાળા લેઇને, નિકળે ઘરથી બાહાર,

એવી રીતે રે એવી રીતે અનિહારે એવી રીતે.
ઘડ ઊભા જુવો રહ્યાં, ઘણાં ભોંય મળી ગયા,
સરવે રઝળતાં થયાં, કોઇ દુ:ખ ધારો—૧.
લાગી બપોર પડતાં આગ, ઉભા રહેવાનો નહીં થાગ,
ભોઇવાડામાંથી લાગ, મળ્યો એને સારો—૨.
પ્રગટ અગ્નિ ત્યાંથી થયો, જોઇ લોકોનો જીવ ગયો,
કોઈ બુમો પાડી રહયો, હાય ! બિચારો—૩.
એટલે ટેકરા ફળિયાં માહયે, એને કોન ઝાલે ત્યાંય,
હરિશંકર બોલે હાય !, કોઈ—ઉગારો—૪.
એનું સરવસ બળી ગયું, હાથ જરા નવ રહ્યું,
આ શું પલકમાં થયું ?, બોલે કા'રો કારો—૫.

**સાખી.**

સલગે માલ સઉ દેખતાં, પેટી ને કબાટ,
વાસણો ને ઢાળીયાં, જેપર રૂડી ભાત.
એવી રીતે રે એવી રીતે અનિહાંરે એવી રીતે,
કરે કા'ડો કા'ડો લોકો, મુખે મારી મો'ટી પોકો,
કોઇ અગ્નિને રોકો, પાણી છાંટી કરી—૧.
દિશા દક્ષિણ તરફ ગઇ, નરભેરામનાં ઘરની મહી,
એને ભસ્મ કીધું તહીં, નથી દયારે જરા—૨.

પછી કન્યાશાળા લીધી, જમીન શાથે તેણે કીધી,
જોર ભેર ચાલી સીધી, જરા નહિ રે ડરી—૩.
નહીં જરા એને ડર, ભગા છીપાનું ઘર,
પાસે ધોબીને પકર, બાળી ભસ્મ ભરી—૪.
ઊડે ભસ્મ ભર્યાં ગોળા, જાણે લોકો કેમ ભોળા,
મણીશંકરનાં ડોળા, ઊંચા જાય ચ'ઢી—૫.

## સાખી.

સુદ્ધ સરિરની નવ રહે, જીવ ઘણો ઘભરાય,
હવે કરિએ શું આપણે, એમ યાકુળ વ્યાકુળ થાય,

એવી રીતે રે એવી રીતે અનીહાંરે એવી રીતે,
યાકુળ-વ્યાકુળ-જીવડો થાય, પેઠો અગ્નિ ઘરની માંહયે,
જમુ શીવદાશ ઘભરાય, હવે શું રે થશે—૧.
આગ પાસે છે તોપ્રાણી, રૂપિયા લઇને લાવો પાણી,
એક ગાગર આપો આણી, આગ આગળ ધસે—૨.
રૂપીઆ પચીસ આપ્યા ઝટ, પાણી લાવવાને ચટ,
તે તો ગયો ગબરગટ, પાણી લેવાને મસે—૩.
એટલાં પાણીનો કયાં થાગ, જીવ બચાવવાનો લાગ,
થાય ત્યાં તો ભાગાભાગ,-મારો જીવ જશે—૪.

પુરવે દેશાઇ વાડો પુરો, થયો બળી ચૂરેચૂરો,
આ તો અગ્ની થયો બુરો,–કહો કેમ ખશે—૫.

સાખી.

ફુંકે અગ્નિ જોરમાં, જેવો મણીધર નાગ.
પવન સંગે આવિયો, સારો જોઇને લાગ,
એવી રીતે રે એવી રીતે અનિંહારે એવી રીતે,
આવ્યો લાગ જોઇ જેવાર, પંડયા ફળીયામાં સાર,
પોંહોચ્યો અગ્નિ નિરધાર, કલપાંત કરે—૧.
રૂવે ના'ના ના'ના બાળ, અગ્ની જાણે છે વિકરાળ,
ફળીયા માંહે મારી ફાળ, નવ જીવ ઠરે—૨.
પંડયા ઘેલાશંકર રૂવે, ઘર આગળ બળતું જુવે,
પાછળ માલ કા'ઢી ખુવે, ત્યાં તો પવન ફરે—૩.
પવન ફર્યો એટલા માંહય,ગયું બળી સરવે ત્યાંય,
હાથ માથે મુકી હાય ! દુઃખ કોન હરે—૪.
કંઇકે કુવામાં નાંખ્યો માલ,તેણે પડયો હતો તાલ,
પણ ઘર વિનાના હાલ, તેનાં કેવા સરે—૫.

સાખી.

હાલ કહું કેવા સરે, ઘર છોડી થયાં નિરાશ,
રીશ ઉતારો એમ વદે, નર–નારી–પ્રભુની પાસ,

એવી રીતે રે એવી રીતે અનીહાંરે એવી રીતે.
અગ્નિ રીશ કરીને પૂર,આવ્યો આત્મારામ હજૂર,
એટલે દિલમાં આવ્યું શૂર, ઘરને તાળું દીધું—૧.
સામાન કાડયો નહી લગાર,તેના દિલનો શું વિચાર,
થશે ફના સૌ આ વાર, એવું મન લીધું—૨.
ત્યાંથી નાગર ફળીઆ માંહે,અગ્નિ ચ્હાએ તેને ખાય,
નવ કોઈથી રોકાય, સૌ લોક બીધું—૩.
નરશઇજી મહારાજનું મંદીર, તે તો ભસ્મ થયું છે વિર,
હવે કેમ રહેશે ધીર,-નથી સત સીધું—૪.
ગયું સત ને થયું સમસાન, માંડી કલજુગે મોકાણ,
ત્યારે સત ગયું આસમાન, આતો ખોટું કીધું—૫.

સાખી.

કલજુગ સતને લઇ ગયો, સઉને કરી ખુવાર,
કહો સત રહ્યું કયા દેવમાં, અગ્નિનો ખાધો માર,
એવી રીતે રે એવી રીતે અનીહાંરે એવી રીતે,
દેવ કોરા નથી રહયાં, પીર પેગમબર સૌ ગયા,
નાશ તેઓના પણ થયાં, માણુસ શું રે કરે—૧.

એવે લીધી નાગર બોળ, ઉડે રાતા રંગની છોલ,
ઉંદર બિલાડા ને કો'લ, કંઈ જીવતા મરે—૨.
ત્યાંથી દેશાઇવાડે ચાલ,શોની ઇચ્છારામનો માલ,
ગાડા શાથે બળ્યો લાલ, પ્રભુ ધ્યાન ધરે—૩.
ઉત્તર મોચી વાડો સહી, તેતો ચટણી થયો તહીં,
બ્રાહ્મણવાડાની મહી, આગ ધુમતી પૂરે—૪.
ત્યાં તો ઘણું થયું નુકશાન, ખાધા લાડવા અને ખાન,
કાચા શીધાનો સામાન, ગલે ઝટ ઉતરે—૫.

### સાખી.

ખાય ભાવે તે ભાવથી, કોણ એને પૂછનાર,
રંજ ખેંચી રણછોડને લાગ્યું દુઃખ અપાર.



### રાગ મરશીઆ.

હોય હાયરે કડોદમાં કોપ થયો છે, કડોદમાં કોપ થયો છે
પ્રાણ સરવેનો ધભરાઇ રહ્યો છે. જી. હોય—૧.
વૈદ ભગવાન ગયાં હતાં જ્યારે,
તેનાં ઘરનો સામાન કોણ કા'રે,
જે'થી શીલબંધ પુંકાયું છે ત્યારે. જી. હોય—૨.

માળા ગાળીઓ લીધીને ખારી,
અગ્નિ માતાને લાગી બહુ પ્યારી,
ફરી એકલ ફૂંકીઓ મારી. જી. હોય—૩.

તેની જોડે નાજરની હવેલી,
રવેસ આગળથી તેતો સલગેલી,
તેને તોડવાથી સઘળી બચેલી. જી. હોય—૪.

એને મદદ મળી હતી સારી,
હતો વલશાડનો લકકડ વેપારી,
ચાલી અક્કલ તેની ઘણી ભારી. જી. હોય—૫.

સામું ભાવનું ઘર ગયું બળી,
અટકી આગ ત્યાંથી પાછી વળી,
પછી મસ્જીદ ને જઇ એ તો મળી. જી. હોય—૬.

નીમાજ પડવામાં ભૂલ શું કીધી,
માટે તેણ પણ મોહડામાં લીધી,
તેણે આવતા જરા નહીં બીધી. જી. હો—૭.

દેરૂં માહાદેવનું અગ્નિમાં ઝુલે,
નશિબ તેનું હવે કયારે ખુલે,
જાણે આગે લીધું હોય ભૂલે. જી. હોય—૮.

રંગરેજ ઉસમાન મીઆની હવેલી,
લીધી તેને પણ સઉની ભેળી,
આહડાં, સાવરણીને નથી મેલી. જી. હોય—૯.

બળી બાંગીની હવેલી ભારે,
નથી વાપરી હજુ કોઈ દારે,
તેલી ગાંચીનાં તેલ કોન કા'રે. જી. હોય—૧૦

મીઠાઇ વાલાને નાંખ્યો છે રેંસી,
ખાંડ ગુણો ગઇ અગ્નિમાં પેંસી,
હતી આસરે તે પોણોશો એંસી. જી. હોય—૧૧.

ગાંધી નાગર—અને તુલજો કહાવે,
એનો મશાલો અગ્નિને ભાવે,
તેની દુકાનોમાં આગ ફાવે. જી.—હો—૧૨.

રણછોડ ગાંચીની હવેલી ખોલી,
બળે ભડકે જાણે જેવી હોળી,
દામુ શેઠની અક્કલ છે ભોળી. જી. હોય—૧૩.

તેને વિચાર કીધો એક ન્યારો,
સોંપ્યો અગ્નિને સરવે પસારો,
તમે મારો કે ભલે જીવારો. જી. હોય—૧૪.

મે'ર ત્યાંથીજ અગ્નિ ને આવી,
થોડી હવેલી લીધી છે ચાવી,
નહિં ભાવી ને ત્યાંથી સિધાવી. જી. હાય—૧૫.

દામુ શેઠના ઘર આધા રે,
અટકી એટલેથી બચ્યું બજારે,
માલ પડયો છે લોકોનો બહારે. જી. હાય—૧૬.

તેની તપાસ હતી ને સંભાળ,
ઘણાં કાળુ કરે મહિં ચંડાળ,
દિયો માફી વદે રણછોડલાલ. જી. હાય—૧૭.

---

## માહાજનનાં શેઠો તરફથી આગમાં મળેલી મદદ.

(રાગ—મારી રાણકી રૂડીરે—એ.)

દયા ખરી દિલમાં ધરીરે, વખાણું શું આ ઘડીરે—(બેવાર)

મદદ તમારી મળતાં સૌને આવી મોહતી હામ,
ધન બેરામજી ધન તમોને, નેક કીધું છે કામ —દયા.

ભગવાનદાશનાં તન ઘેલાભાઇ, દિલથી નહીં ભૂલાય,
આસરો આપ્યો ગામમાં પ્રિતે, ગુણ તમારા ગાય —દયા.

હોંસીયારીને હાથમાં રાખી, ચાલો છો રૂડી ચાલ,
દાઝ જાણીને દિલમાં પ્યારાં, લીધી તમે સંભાલ —દયા.
હરીપુરાના ભવાન ભીખા પટેલનો છે પ્યાર,
ગામ રૈયતને દુઃખમાં જોઇ, આવિયા તેણીવાર —દયા.
લીધી મેહેનત એમને સારી, કાઢિયો સર-સામાન,
ડાકટર ભગવાનદાશને ઘટે, એમની શાથે માન—દયા.
કૃષ્ણા નરોતમદાશાની મદદ, વ્હેંચ્યું પુરતું અન,
આપ્યા નાણા માહાજન શેઠોએ, તેઓને છે ધન —દયા.
મોતી જગજીવંનને બીજા અંબેલાલ દેશાઇ,
પુરતી મદદ એમની જોઇ, રાખી નથી મણાઇ —દયા.
જોયું એટલું જોડિયું જાણો, ગામ કડોદનો હાલ,
ઈશ્વર સુખી સઊને રાખે, વિનવે રણુછોડલાલ —દયા.

---

(રાગ—જખશે કલંદર બનબન ફીરકે)

મદદ મળે નહીં લાખ પતિની દિલગીર એના જેવું શું,
ધૂટ ! પડો હાય ! એવા નરને, લાયક બીજુ કહેવું શું.
જોયાં કંજુસનાં કાકા અમે મારવાડી આજ,
મોડે બોલે મીઠું પણ આંખે નહીં લાજ,

ધિઃકાર છે ધરમનાં બુરાઢિયા ઝાઝ— મદદ.
કહેતાં કાળજું કંપે છે જરા રાખોની સરમ,
ખબર છે ખલકમાં તમારો ભરમ,
વિચારો વિચારો ઝટ કરો કંઇ ધરમ—મદદ.

---

### આગથી થયેલું દુઃખ.

(રાગ—અબ ચલે (૨) ન મોહન તેરા)

થયાં દુઃખી (૨) આગથી ભારે,
આફતમાં કોણ ઊગારે—
નહિં દયા (૨) દૈવને જ્યારે
બાળકને કોણ ઉગારે— ટેક.
ગયા ન્હાસી ગામના લોકો,
પાડે બુમો અગ્નિને રોકો,
અરેરે ! કોઇ, દુઃખ આ જોઇ,
આવો ઝટ વ્હારે........... આ૦
ખેતરમાં લોકો જઈ પડિયાં,
કોઇ પેટી લઇ આથડિયાં
મારગ ક્યાં મળે, દુઃખ નવ ટળે,
જીવ કોણ ઠારે........... આ૦

પડી ધાડ આ ધોળે દિશે,
શું અગ્નિ ભરાઇ રીશે,
અરેરે રામ, કરે શું આમ,
આસરો મારે.......... આ૦

## પ્રાર્થના.

(રાગ–મતડરરે–ધર ધિરજ ધિરજ તું મનમે.)

દુઃખ હરરે, હરિ દયા ધરિ દિનપર પ્રીતે,
આધાર તારો અવનિમાં, તુજ વિન દેખું ખાલીસીમાં.
સદા સુખ કરરે—હરી દયા.
ચતુર ચેતક માનમાં જોવું છું ધરી ધ્યાન,
રંગના રેળા રામથી રંગુ છોડે ગુણ માન.
સુખ કરરે—હરી દયા.



છપાઇ તૈયાર થઈ છે.

# ચંદ્રવદન અને ચંદ્રકળા.

સંસારિક દર્શન.

કીમત આના ત્રણ.

વેચનાર આર. એફ. એમ.ની કંપની.

નાનપુરા—સુરત.